॥ ओ३म् ॥

# હિન્દુ જાતિમાં આર્યસમાજનું સ્થાન

હિંદિમાં મૂળ લેખકઃ—દેવતાસ્વરૂપ
ભાઇ પરમાનંદજી, એમ. એ.

:o:

ગુજરાતીમાં લખનાર—હરિશંકર વિદ્યાર્થી.

:o:

પ્રકાશક
મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભા
કાર્યાલય-આણંદ ( જી. ખેડા )

પ્રથમાવૃત્તિ — દયાનંદાબ્દ-૧૦૬
પ્રત ૧૦૦૦ — વિક્રમ સંવત ૧૯૮૫

મૂલ્ય એક આનો

હિન્દુ જાતિમાં

# આર્યસમાજનું સ્થાન

લે:—દેવતાસ્વરૂપ ભાઈ પરમાનંદજી, એમ. એ.

## આર્યસમાજ અને કોંગ્રેસ

ગત અર્ધ શતાબ્દિની અંદર બે મોટી શક્તિઓ ઉત્પન્ન થઈ. એક શક્તિ આર્યસમાજની, જેના સંસ્થાપક એક સંન્યાસી હતા. તેમણે આર્યસમાજની સ્થાપના પ્રાચીન સંસ્કૃતિ તથા સભ્યતાના આધાર ઉપર કરી હતી, તેનું સ્વરૂપ ધાર્મિક હતું. તથાપિ તેમાં સાચા દેશપ્રેમ તથા સાચી દેશભક્તિના અંકુરો પણ દેખાય છે. સ્વામી દયાનંદ આ પુરાણપ્રસિદ્ધ દેશમાં જાતિની અંદર એવા પ્રકારનું નવજીવન તેમજ અગ્નિ ઉત્પન્ન કરવા ઇચ્છતા હતા, જેથી હિંદુજાતિ પોતાની પુરાણી સંસ્કૃતિ ઉપર ઉભી રહીને પોતાની રક્ષા કરી શકે.

આર્યસમાજ જેવી બીજી મોટી શક્તિ નેશનલ કોંગ્રેસ (રાષ્ટ્રીય-મહાસભા)ની ઉત્પન્ન થઈ. આ શક્તિ આર્યસમાજની સ્થાપના પછી કેટલાક વર્ષો પછી ઉત્પન્ન થઈ હતી. તેનું સ્વરૂપ સાવ રાજનૈતિક હતું, અને તેનો ઉદ્દેશ ધર્મ ને ઉડાવી દઈ આ દેશમાં એક નવીજ જાતીયતા ઉત્પન્ન કરવાનો હતો. આ મહાસભાના જન્મદાતા એક બે અંગ્રેજો, એક બે પારસી, એક બે ઈસાઈ અને કેટલાક બ્રહ્મસમાજી હિંદુઓ હતા. બીજા શબ્દોમાં કહીએ તો આ મહાશયોના મનમાં હિંદુત્વની ભાવના લેશમાત્ર હતી નહિ તેઓ અંગ્રેજી શિક્ષણ તથા અંગ્રેજી વાતા વરણમાં ઉત્પન્ન થએલા હતા. તેમનામાં સ્વાભાવિક રીતેજ હિંદુજાતિ તથા હિંદુ ધર્મ પ્રત્યે પ્રેમ હોવો અસંભવિત હતો આથી તેમણે આ દેશમાં નવો પવન ફેલાવવાનો પ્રયત્ન કર્યો.

આ બે ભિન્ન ભિન્ન હેતુ ધરાવનારી શક્તિઓનો હિંદુજાતિ ઉપર ભારે પ્રભાવ પડયો છે. તે વિષે હું મારા વિચારો અત્રે દર્શાવવા ઈચ્છું છું.

## મુસલમાનોની જુદી મનોવૃત્તિ

રાષ્ટ્રીય મહાસભાએ તેના જન્મ દિવસથીજ આપણને નવા ચક્કરમાં નાખી દીધા છે, જેમાંથી હજી સુધી બહાર નીકળવાની આશા જણાતી નથી. આ ચક્કર એ છે કે જેનાથી આપણામાં એવી દ્રઢ માન્યતા બંધાઇ ગઈ છે કે અમે મુસલમાનો સાથે મળી જઈને એક નવાજ પ્રકારની જાતિ બનાવી દઈશું. આથી હિન્દુનેતાઓ ગમે તે રીતે મુસલમાનોને પોતાની સાથે મેળવી લેવા માટે મથી રહ્યા છે. અને તે માટે તેમણે મુસલમાનોને જેટલી અધિક ઈચ્છા દેખાડી, તેટલીજ અધિક મુસલમાનોમાં પોતાના જુદા વ્યક્તિત્વની ભાવના પેદા થઈ ગઇ. મુસલમાન નેતાઓ પોતાના સહધર્મીઓને હિંદુઓથી અલગ રહેવાનો ઉપદેશ આપતા રહ્યા. આપણા આગેવાનોએ 'મુસ્લીમ લીગ' ને એક સાંપ્રદાયિક સંસ્થા સમજીને તેની સાથે કોઈ પણ જાતનો સંબંધ રાખવો જોઇતો નહતો, પરંતુ ઉલટા તેઓએ મુસલમાનોને ખુશ કરવા માટે 'મુસ્લીમ લીગ'ની ખુશામદ કરવા માંડી. મારા માનવા પ્રમાણે લખનૌની સંધી તે એક મોટી ભૂલ હતી. તે એક પ્રકારનું પાપ અને રાષ્ટ્ર-દ્રોહ હતો, કારણકે તેથી મુસલમાનોની એક દ્રઢ અલગ જાતિ બનવા પામી છે. આશ્ચર્ય તો એ છે કે આ પરિણામને આપણે એક મોટો વિજય સમજવા લાગ્યા! અને હજી પણ આવી ભ્રમણા આપણા હિંદુનેતાઓના મગજમાં ઠસોઠસ ભરેલી છે, અને તેઓ દિન પ્રતિદિન નવી નવી સંધીઓ કરીને હિંદુઓના હિતની હત્યા કરી રહ્યા છે.

આપણી આ રાજનૈતિક ભૂલથી મુસલમાનોમાં નવી મનોવૃત્તિ પેદા થવા પામી છે. ખીલાફતની ચળવળ ઉભી કરી ઠામઠામ ખીલાફત સભાઓ સ્થાપીને તો આપણે રાજનૈતિક ડહાપણનું દીવાળુંજ કાઢયું છે એમ કહીએ તો જરા પણ ખોટું નથી. ખીલાફતનો અર્થ શો હતો? ઈસ્લામ ભયમાં છે એમ કહી અંગ્રેજોની વિરૂદ્ધ જોશ પેદા કરીને તેમને સ્વરાજ્ય સંગ્રામમાં હિંદુઓ સાથે મિલાવી લેવાનો તે એક પ્રયત્ન હતો. ઉક્ત સંગ્રામમાં હિંદુ-મુસલમાનો મળી ગયા

તો ખરા, પરંતુ તે ખીલાફથી મુસલમાનોમાં એક નવીજ ધાર્મિક આગ ભભૂકી ઉઠી. ખીલાફત તો ખતમ થઈ ગઈ, પરંતુ પેદા કરેલો અગ્નિ આજે હિંદુઓને ભસ્મ કરવા માટે સળગી રહ્યો છે.

વળી આ સ્વરાજ્ય સંગ્રામમાં હિંદુમુસલમાનોમાં કેવો સહયોગ થયો હતો? આપણે એક રાષ્ટ્રીય ધ્વજ બનાવ્યો, પણ મુસલમાનોએ કહ્યું, તે ધ્વજમાં અમારૂં અર્ધચન્દ્રનું નિશાન હોય તો અમે તેને માનીએ. એજ રીતે આપણે જયઘોષ માટે 'વન્દે માતરમ' શબ્દ શોધી કાઢયો તો મુસલમાનોએ તે સાથે "અલ્લા હો અકબર"નો નાદ કરવાનું હિંદુઓ ઉપર દબાણ કર્યું. 'વંદે માતરમ' સાથે 'અલ્લા હો અકબર'ની બાંગ પ્રત્યેક સ્થળે સંભળાવા લાગી. મુસલમાનોને ખુશ કરવા માટે અને તેમને રાષ્ટ્રીય કાર્યમાં સાથે રાખવા માટે તેમના ધાર્મિક આચારો સ્વિકારવાની હિંદુઓને ફરજ પાડી, પરંતુ આ એક એવી જાતનો સોદો હતો, જે હિંદુઓને બહુજ ભારે પડી ગયો. અર્થાત પરિણામ એવું આવ્યું કે તેથી હિંદુઓના હિંદુત્વની હત્યા થઇ અને મુસલમાનોમાં એક નવો ધર્મજોશ પેદા થયો. હિંદુનેતાઓ જેટલા અધિક "હિંદુ-મુસ્લીમ એકતા" માટે બુમો મારી રહ્યા છે. એટલાજ અધિક તેઓ તે ભ્રમણામાં ફસાતા જાય છે અને હિંદુજાતિને નિર્બલતા તથા સર્વનાશ તરફ ધકેલતા જાય છે.

## નવો કાયદો

હમણાંજ ધાર્મિક-રક્ષાનો નવો કાયદો આપણી સામે પાસ થયો છે, આ કાયદાનું સ્વરૂપ જોકે વિશેષ આપત્તિ જનક નથી, પરંતુ તે કાયદાને હિંદુનેતાઓ એ સંમતિ આપવાથી શું એવું સિદ્ધ થતું નથી કે સરકાર મુસલમાનોથી દબાઈને તેમને ખુશ કરવા માટે કાયદો બનાવે છે તો હિંદુઓએ પણ તેમનાથી દબાવું જોઇએ? આ નવા કાયદાનો હેતુ કેવળ હિંદુઓને દબાવવાનો તથા મુસલમાનોની મરજી પ્રમાણે હિંદુઓની ધાર્મિક સ્વતંત્રતા ઓછી કરવાનોજ હતો એ વાત કોણ જાણતું નથી? એસેંબલીના હિંદુ સભાસદો આ કાયદાનો વિરોધ ન કરી શકયા તે તો ઠીક, પણ તેમણે તેને સંમતિ શા માટે આપી? સરકારને પોતાની મેળેજ કેવળ મુસલમાનોની સહાયતાથી આ અનુચિત કાયદો પાસ કરવા દેવો હતો.

મુસલમાનોની આવી મનોવૃત્તિની જવાબદારી સરકાર ઉપર પણ અવશ્ય આવે છે. કાયદાને પોતાના હાથમાં લઇ દંગો-ફસાદ કરવા તેમજ પોતના ધર્મ ઉપર જે માણસ આક્ષેપ કરતો હોય એવું લાગે તેનું ખુન કરવું અથવા ખુનની ધમકીઓ આપવા આવી જે ઉદંડ વૃત્તિ મુસલમાનોમાં વૃદ્ધિ પામતી જાય છે, તેનું નિવારણ હિંદુ-મુસલમાનોની પંચાયતો દ્વારા થઈ શકે તેમ નથી, કારણ કે તે એવા ઘોર અપરાધ છે કે તેને કેવળ સરકારેજ અટકાવી દેવા જોઈએ.

બીજી બાજુએ જોઈએ તો જે કોઈ સ્થળે ગોવધના કારણથી ઉશ્કેરાઈને હિંદુઓએ તોફાન કર્યું છે, ત્યાં સરકારે સખત હાથે કામ લીધું છે. આરાહ તથા કતારપુરમાં સરકારે એમજ કર્યું હતું. દાનાપુરમાં તોફાન થયું ત્યારે કેટલાય પ્રતિષ્ઠિત હિંદુઓને પકડવામાં આવ્યા હતા, તેઓમાં એક બે તો લક્ષાધીશ હતા, પરંતુ આશ્ચર્યની વાત છે કે મુસલમાનો દંગો કરીને ગમે તેટલા હત્યાકાંડ રચે અને હિંદુઓ ઉપર ગમે તેટલો અત્યાચાર કરે, તો નરમમાં નરમ કાયદાથી કામ લેવામાં આવે છે. તેમજ જે પ્રકારના લેખો તથા ભાષણોથી હિંદુઓને પકડી જેલમાં પુરવામાં આવે છે, તેવાજ ગુનાહ માટે મુસલમાનોને કંઈ પુછવામાં પણ આવતું નથી, અને કદાચ પૂછવામાં આવે છે તો ચેતવણી આપીને અથવા થોડો દંડ કરીને તેમને છોડી દેવામાં આવે છે.

### આ નવી મનોવૃત્તિનું રહસ્ય.

આપણે જોઈએ કે અહિંના મુસલમાનો શું ચાહે છે. જોકે તેઓ આ દેશમાંજ રહે છે, આ દેશની ઉન્નતિમાંજ તેમનું હિત સમાયેલું છે. તેઓનું શરીર આ દેશની માટીમાંથી બનેલું છે, તેમના પૂર્વજો પણ આ ભૂમિના બાળકો હતા, અને તેઓનો ઈતિહાસ પણ આ દેશના સુખ-દુઃખ સાથે અભિન્ન રૂપે મળેલો છે. આટલું છતાં, મુસલમાનોને આમાંની કોઈપણ વાત અસર કરતી નથી. તેઓના મનમાં માત્ર એકજ ધુન લાગી રહી છે કે તેમનો દીન મહમદી બેડો જે ગંગાના કીનારે આવીને ડુબી ગયો હતો તેને બહાર કાઢીને પુનઃએજરીતે ચાલતો કરી દેવો.*

---

* ગંગાના પ્રદેશોમાં મુસલમાનો જે અત્યાચારો સાથે ઈસ્લામનો પ્રચાર કરી રહ્યા હતા, તે પેશ્વાના અમલમાં અટકી ગયો હતો. એજ રીતે તેઓ પુનઃ ઈચ્છે છે કે અરબનો ધર્મ તથા સંસ્કૃતિ આ દેશના ખુણે ખૂણામાં પ્રસરી જાય. અનુવાદક.

આ અરબની સંસ્કૃતિ એટલે શું? અરબની સંસ્કૃતિ એટલે દુનિયાભરની લલિત કળાઓ, સંગીત તથા મૂર્તિ-નિર્માણ-કળાનો નાશ. એવું જણાય છે કે જ્યારે અબસ્થાનમાં ઈસ્લામનો જન્મ થયો, ત્યારે ત્યાંના લોકોમાં આ સુંદર કલાઓનું મહત્વ સમજવાની શક્તિજ ઉત્પન્ન થઈ નહોતી. તેઓમાં પુરાણી બર્બરતાની ભાવના ભરેલીજ હતી.

આ કારણથી ભારતનાં મુસલમાનો પણ વાજાં કે સંગીત સહન કરી શકતા નથી. પાછલા ત્રણ ચાર વર્ષોમાં ઘણાભાગે મસીદ પાસે વાજાં ન વગાડવા દેવા માટેજ હુલ્લડો થયાં છે. તે માટે કહેવામાં આવે છે કે તેથી મસીદનું અપમાન થાય છે અને નમાજમાં ખલલ પડે છે? મુલતાનમાં મોહરમના દિવસોમાં તાબુતનું શિખર કોઇ હિંદુના મકાન પાસે તારના થાંભલા સાથે અથડાઈને પડી જવાથી ઈસ્લામનું અપમાન થઈ ગયું અને તે કારણથી મુલતાનના હિંદુઓના ઘરબાર લૂટી તેમને કતલ કરવામાં આવ્યા! આવોજ કીસ્સો સહરાનપુરમાં બન્યો હતો. પરંતુ તોફાનનું મુખ્ય કારણ તો વાજાં અને સરઘસો છે. મુસલમાનો આ દેશમાંથી સંગીતની જડ ઉખેડી નાખવા ઇચ્છે છે. તેઓની સામે કોઈ પણ કોમના હક, ન્યાય અને કાયદો નકામાજ છે. તેઓ પોતાની સાંપ્રદાયિક શક્તિ ઉપર આધાર રાખીને કેવળ બલાત્કારજ કરવા ઈચ્છે છે. અને પોતાની આવી શક્તિ તથા સંગઠનનું પ્રદર્શન કરવા માટે મસ્જિદોનું છાવણીઓ તથા કિલ્લાઓના રૂપમાં પરિવર્તન કરી રહ્યા છે. જો તેઓના મનમાં લેશ પણ ન્યાય કે માનવતાનો વિચાર હોય તો તેમણે સરકાર પાસે પોતાની વાત રજુ કરીને તેનો નિર્ણય કરાવી લેવો જોઇએ, અને તે પ્રમાણેજ અનુસરવુ જોઈએ.

હિંદુઓ કોઈ ઉત્સવ કરે અથવા સરઘસ કાઢે છે, તો સરકારી અમલદારોને ઘણા ભાગે કોઈ તકલીફ પડતી નથી. કદાચ સરકાર વાંધો ઉઠાવે છે તો હિંદુઓ સરઘસો વગેરે બંધ કરી દે છે, પરંતુ સરકારની સંમતિથી કાઢવામાં આવતાં સરઘસો ઉપર મસિદમાં લાઠીઓ લઈને ભેગા થએલા મુસલમાનો હુમલો કરે છે. આ શું હિન્દુઓ તથા સરકારી કાયદાને ચેલેંજ આપવા જેવું નથી? હું તો માનું છું કે હિંદુમુસલમાનોના ઝગડાઓ બંધ કરી દેવા માટે હિંદુનેતાઓએ સર્વથી પહેલાં સરકાર સાથેજ ફેંસલો કરી લેવો જોઈએ. જે હિંદુ

પ્રતિનિધિઓ એસેમ્બલીમાં બિરાજે છે, તેમનું કર્તવ્ય છે કે તેઓએ સરકાર સાથે આ વિષયમાં ચોખવટ કરાવી લેવી જોઈએ કે સરકારી કાયદા તથા પરંપરાગત પ્રથા કે ન્યાય પ્રમાણે હિંદુઓને સડકો ઉપર વાજાં વગાડવાનો હક છે કે નહિ? જો સરકાર હિંદુઓનો આવો અધિકાર કબુલ રાખે, તો તેનું કર્તવ્ય છે કે જે કોઈ સ્થળે કાયદો તોડવાનો પ્રયત્ન થતો જોવામાં આવે, ત્યાં તેણે સખત હાથે કામ લઈને તેઓને અટકાવવા જોઈએ. કોઈ પણ સમુદાય કે કોમના જોસ કે ધમકીથી ડરી જવાનો અર્થ એ છે કે સરકાર પોતાના કાયદાનું રક્ષણ કરી શકતી નથી. હું માનુ છું કે આ પ્રશ્નના નિરાકરણ સાથેજ આર્યસમાજના નગરકીર્તનોના પ્રશ્નનું પણ આપોઆપ સમાધાન થઇ જશે. એટલા માટે આર્યસમાજે અન્ય હિંદુભાઈઓ તથા બીનમુસ્લીમ લોકો સાથે મળીને આ પ્રશ્નનું નિરાકરણ કરાવી નાખવું જોઈએ.

## કોહાટનો હત્યાકાંડ

આ પ્રમાણે આપણે મુસલમાનોની નવીન મનોદશાના એક બે ઉદાહરણો ઉપર જોઈ ગયા. પરંતુ એક વિચિત્ર ઉદાહરણ તો કોહાટના હિંદુઓના સર્વનાશમાં દેખાઈ આવે છે. એમ તો દેશમાં એવાં અનેક હુલ્લડો થયાં છે, જેમાં સેંકડો હિંદુઓ માર્યા ગયા છે, પરંતુ આપણે એ વાતને છોડી દઈને કોહાટના હત્યાકાંડ તરફ જોઇશું તો તેમાં એક વાત ખાસ વિશેષ દેખાય છે. આ તોફાનનો સંબંધ તાજીયા સાથે કે મસીદ આગળ વાંજા વગાડવા સાથે નથી. કોહાટમાં મુસલમાનોની જે વિચિત્ર મનોવૃત્તિ જોવામાં આવી, તેની ભયાનકતાનું દૃશ્ય ગત વર્ષે લાહોરમાં જોઈને મને ભારે આશ્ચર્ય તથા દુઃખ થયું. કોહાટમાં મેં પ્રથમ વારજ એવી ચર્ચા સાંભળી કે જે કોઈ ઈસ્લામનું અપમાન કરે તેને દંડ દેવાનું કામ સરકારના હાથમાં નહિ, પણ મુસલમાનોનાજ હાથમાં હોવું જોઈએ. સરહદ પ્રાંતના અંગ્રેજી અમલદારોએ આ વાત સાંભળી પણ ખરી. જો કે આ વાત ત્યાંની સરકાર માટે એક પ્રકારની સખ્ત ચેતવણી રૂપ હતી. પરંતુ ત્યાંના અમલદારોને એવું કહેવામાં આવ્યું હતું કે જો સરકાર હિંદુઓની સ્વત્વ રક્ષા કરશે, તો ગેર–ઇલાકાઓમાં બળવો જાગશે અને સર-

કારને યુદ્ધમાં ઉતરવું પડશે. આ વાત સાંભળીને અમલદારો ડરી ગયા, અને તેમણે ત્યાંના હિંદુઓને કેવળ મુસલમાનોનીજ દયા ઉપર છોડી મૂક્યા.

આ મામલો જો એટલેથીજ અટકી ગયો હોત, તોપણ તેથી સરકારનું અપમાન પુરંતુ થઈ ચુકયું હતું, પરંતુ દુઃખની વાત છે કે આજે લાહોરમાં પણ એજ ગેર-ઈલાકા ઓની ધમકી આપવામાં આવી રહી છે. અને સરકારી કાયદાનું ઉલ્લંઘન કરીનેમજહબી માન પ્રતિષ્ઠા માટ ઈસ્લામી કાયદા પ્રમાણે દંડ દેવાનું કામ તેઓ પોતાના હાથમાં લઈ રહ્યા છે,

કોહાટના હિંદુઓને શા માટે નષ્ટ કરવામાં આવ્યો? તેમના મકાનો તથા દુકાનોમાં શા માટે આગ લગાડી દેવામાં આવી? તેઓને પોતાની જન્મભૂમિમાંથી શા માટે કાઢી મૂકવામાં આવ્યા? આ પ્રશ્નનો જવાબ ત્યાંના મુસલમાનો આપે છે કે—એક હિંદુએ એક કવિતા લખીને ઈસ્લામની નિંદા કરી, જેથી કોહાટ તથા ગેર-ઈલાકાના પઠાણોમાં હિંદુઓ વિરૂધ્ધ જોશ ઉત્પન્ન થયો, આ કીસ્સો આ પ્રમાણે છે—

કોહટના કોઈ મુસલમાને પ્રથમ એક જાહેર ખબર છાપીને વ્હેંચી તેમાં એક ગઝલમાં નીચે બે લીટીઓ હતી—

"તુઝે તેગે-મુસ્લીમ ઉઠાની પડેગી,
કીશન (કૃષ્ણ) તેરી ગીતા જલાની પડેગી."

અર્થાત્-હે મુસલમાનો તમારે હાથમાં તલવાર લેવી પડશે અને અરે કૃષ્ણ તારી ગીતાને બાળી મૂકવી પડશે,

આ ગઝલના ઉત્તરમાં ત્યાંની સનાતન ધર્મસભાના મંત્રીએ એક ભજન પુસ્તક છપાવ્યું, તેમાં એક ગઝલમાં ઈસ્લામ વિરૂદ્ધ નીચેની લીટીઓ છાપી--

"બનાયેંગે કાબે મેં વિષ્ણુકા મન્દિર,
નમાજી કી હસ્તી મિટાની પડેગી, "

અર્થાત—અમે કાબામાં વિષ્ણુમન્દિર બનાવીને નમાજીઓનુ નામ ભૂંસી નાખીશું.

આ કવિતા કોઈ આર્યસમાજીએ નહોતી લખી, તેમજ તેની સાથે કોઈ આર્યસમાજને સંબંધ પણ નહોતો. આ કવિતાથી પાક ઇસ્લામની નિંદા અને અપમાન થયું છે એવું બહાનું બતાવીને કોહાટના હિંદુઓ ઉપર મુસલમાનોએ કેર વર્તાવ્યો. મુસલમાનોની તો શું વાત કરીએ, પરંતુ આપણા હિંદુનેતાઓએ પણ એવી સંમતિ દર્શાવી કે આ કવિતા લખવામાં ભારે મુર્ખાઈ કરેલી છે. હું પણ આ હિંદુનેતાઓના મતને મામળ થાઉં છું, પરંતુ જ્યારે બે મનુષ્યો લડતા હોય ત્યારે બંનેમાં થોડી-ઘણી મૂર્ખતા હોય છે, પરંતુ જ્યારે બે મનુષ્યો લડતા હોય ત્યારે બંનેમાં થોડી ઘણી મુર્ખતા હોય છે, પરંતુ આમાં જોવાનું એ છે કે તેમાં આરંભમાં મુર્ખતા કોણે કરેલી છે? અને તેજ મુખ્ય અપરાધી મનાવો જોઈએ, કે જે બીજા ઉપર પ્રથમ હુમલો કરે. કોહાટના મુસસમાનોની ફરજ હતી કે તેમણે જે રીતે પ્રથમ જાહેર ખબર છપાવી, તેજ રીતે તેનો ઉત્તર પણ શાંતિથી સહી લેવો જોઈએ, પરંતુ નહિ, અહીં ન્યાયને ઓળખે છેજ કોણ?

કહેવામાં આવે છે કે કોહાટના મુસલમાનો બહુ જોશીલા છે, તેઓ ઈસ્લામની નિંદા કેવી રીતે સહન કરી શકે? હું જણાવીશ કે આ જવાબ તદન ભુલભરેલો અને જુઠો છે. કોહાટમાં તો આ પુસ્તકની ચાર પાંચજ પ્રત વહેંચવામાં આવી હતી. તે વિષે બાકીના કોઈ મુસલમાનને ખબર નહોતી. મેં સાંભળ્યું છે કે આ પુસ્તકના કર્તા લાલા જીવનદાસના એક હિંદુશત્રુએજ તેની એક પ્રત ત્યાંની ખીલાફત કમીટીના મંત્રીને બતાવી. કોહાટના પઠાણોમાં કોઈ ઉર્દુ જાણનાર હતોજ નહિ, પરંતુ આ ખીલાફતી મહાશયે મસીદમાં સઘળા પઠાણોને એકઠા કરી આ પુસ્તકની મરચું મીઠું ઉમેરીને વ્યાખ્યા કરી સર્વને ઉશ્કેરી મૂકયા. એટલુંજ નહિ પણ તેમને એવો ઉપદેશ આપવામાં આવ્યો કે હજારો-લાખો મુસલમાનોએ એકઠા થઈને ડેપ્યુટી કમીશ્નર પાસે જવું અને ઈસ્લામના આ નિંદકને જીવતો જમીનમાં દાટીને તેના ઉપર પત્થરનો માર ચલાવી મારી નાખવાની માગણી કરવી, હું પુછું છું કે આમાં ખરો અને પ્રથમ અપરાધી કોણ છે? લાલા જીવનદાસ કે પેલો ખીલાફતી મંત્રી? મારી માન્યતા

પ્રમાણે તો ખીલાફત કમીટીજ આ તોફાનમાં ખરી અપરાધી છે, છતાં અહીં ન્યાય તો રસાતળમાંજ ગયો હતો. એટલે લાલા જીવનદાસ ઉપર કામ ચલાવવામાં આવ્યું. ભલા, એ પણ આપણે ન્યાય માની લઈએ, પરંતુ કોહાટના અન્ય હિંદુઓનો કયો અપરાધ હતો કે જેથી તેઓને લુટયા, કતલ કર્યા અને તેમના મકાનોમાં આગ લગાડવામાં આવી ?

## લાહોરની ઘટના

કોહાટ તો એક ખુણામાં પડેલું છે, એટલે ત્યાંના મુસલમાનો હિન્દુઓનો વાંક કાઢવા માટે ગમે તે ગપગોળો ચલાવી શકે, પરંતુ લાહોર પંજાબની રાજધાની છે, ત્યાં તો અમે સઘળાએ અમારી આંખો વડે સ્પષ્ટ દેખ્યું છે કે કઈ જગાએ શું થાય છે. લાહોરમાં પણ કોહાટની જેમ મજહબે અપમાનની વાત ચલાવવામાં આવી હતી. એ ઠીક છે કે મ. રાજપાલે એક નાનું સરખું પુસ્તક પ્રકટ કર્યું, અને તેને ઈસ્લામની વિરૂદ્ધ કહેવામાં આવ્યું, પરંતુ શું સઘળા હિન્દુ નેતાએ તેની નિંદા નથી કરી ? હું પણ માની લઉં છું કે એક બીજાના ધર્મ પર આક્ષેપ કરવો તે ઠીક નથી, પરંતુ અહિં પણ એજ પ્રશ્ન ઉભો થાય છે કે શરૂઆત કોણે કરી ? મ. રાજપાલ તો કહે છે કે આ પુસ્તક તો એક મુસલમાનના પુસ્તકના ઉત્તરમાં લખવામાં આવ્યું હતુ. વળી આની પહેલાં અનેક મુસલમાનોએ આર્યસમાજ તથા હિંદુ ધર્મની વિરૂદ્ધ ગંદા પુસ્તકો લખેલા હતા. તેના ઉત્તર પણ યથોચિત અપાતાં રહ્યાં છે. એજ રીતે આ વખતે પણ મ. રાજપાલે પુસ્તક પ્રકટ કર્યું, તેમાં કાંઇ પણ નવાઈ જેવું નથી, છતાં આપણે માની લઈએ કે મ. રાજપાલે ભૂલ કરી. અને તેથી સરકારે તેના પર કેસ ચલાવ્યો તે શું પુરતું નથી? બે વર્ષ સુધી મ. રાજપાલને આ મુકરદમાની ચિંતામાં રહેવું પડયું. તેમના કામકાજને ઘણી હાનિ પહોંચી અને હજારો રૂપિયા વકીલોની પાછળ ખર્ચાયા. વળી મ. રાજપાલજી કોર્ટની સઘળી સરતો સ્વીકારવાને તૈયાર હતા. તેમને પુસ્તક વેચવું કે છપાવવાનું પણ બંધ કરી દીધું. અત્રે એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે કોઇ પણ મુસલમાનને આ કેસ ચાલ્યા પછી લાંબા સમય સુધી આ પુસ્તકનો ખ્યાલ સરખો પણ નહોતો. એટલુ જ નહિ પણ આ પુસ્તકનો પત્તો પણ જાણવામાં ન હતો. બીજું એ કે કેસ ચાલતાં પહેલાં એક મહાત્મા ગાંધીજ હતા,

જેમને આ પુસ્તકની ઘોર નિંદા કરી હતી, પરંતુ કેસ ચાલતો હતો તે સમયની વચમાં લાહોરમાં તે વિષે એક વિશેષ ચળવળ ઉભી કરીને લાહોરના મુસલમાનોનું ધ્યાન આ મજહબી અપમાન તરફ ખેંચવામાં આવ્યું; જો કે આ પુસ્તક દ્વારા મજહબી અપમાન થયું કે ન થયું હો; પરંતુ એક પક્ષના લોકોને ઉશ્કેરીને બીજાના વિરુદ્ધ ઉભા કરી દેવા એ આ દેશના કેટલાક લોકોને રમતની વાત થઇ પડી છે.

જસ્ટીસ કુંવર દીલીપસિંહે મ રાજપાલને નિર્દોષ ઠરાવી છોડી મૂકયા. ત્યારે મુસ્લીમ મનોવૃત્તિ લાહોરમાં વિશેષ રૂપે પ્રકટ થઇ, તે સમયે પંજાબ તથા અન્ય પ્રાન્તોમાં જે ચળવળ શરુ કરવામાં આવી તેના ખરા કારણો સમજવા મુશ્કેલ છે. વળી આ ચળવળ વિષે અધિક આશ્ચર્ય એટલા માટે થાય છે કે પંજાબ સરકારે સ્વયં મુસ્લીમ ડેપ્યુ-ટેશનને ખાત્રી આપી દીધી કે એક કેસ કરીને સરકારી કાયદાની સ્પષ્ટતા કરવામાં આવશે. અને આપણે જાણીએ છીએ કે કેવી રીતે એક બીજા કેસમાં પંજાબ હાઈકોર્ટે બે તહોમતદારોને દંડ આપીને આ કાયદાનો ફેંસલો સરકારના પક્ષમાં આપી દીધો વળી એથી પણ વધીને વડી સરકારે એસેમ્બલીમાં એવો કાયદો પાસ કરાવ્યો કે જેથી મજહબી અપમાન કરનારાઓને શિક્ષાપાત્ર ઠરાવી શકાય.

## મજહબી જોશ

પરંતુ મુસ્લીમ મનોવૃત્તિ તોપણ શાંત ન થઈ. તે મ. રાજ-પાલને સ્વતંત્ર હરતાં ફરતાં ન જોઈ શકી. તેને સરકારની આ સઘળી કાર્યવાહીથી સંતોષ ન જ થયો. આ મનોવૃત્તિના ઉત્પાદક મુસ્લીમ આગેવાનો પોતાના લેખો તથા ભાષણોમાં ખુલ્લી રીતે એવો પ્રચાર કરવા લાગ્યા કે મજહબી અપમાન માટે તો સરકારી નહિ પણ ઈસ્લામી કાયદા પ્રમાણે વર્તવું જોઈએ.

આથી સાધારણ વાર્તાલાપમાં ખાનગી રીતે તે લોકો પોતાના અનુયાયીઓને કેટલી હદ સુધી ઉશ્કેરતાં હતાં તેનું સહજ અનુમાન થઈ શકે છે, અને પરિણામ પણ કેવું આવ્યું? કતલની કેવળ ધમ-કીઓ જ સાંભળવામાં ન આવી પરંતુ કતલ કરવાના ઈરાદાથી હુમ-

લાઓ પણ શરૂ થઈ ચુકયા. આ હુમલાઓ સરકાર તથા હિન્દુઓ માટે ખુલ્લી ચેલેંજ રૂપ છે.

હું માનું છું કે દિલ્હીના બે મોટા મુસલમાન આગેવાનો હકિમ અજમલખાં તથા ડો. અનસારી સાહેબે આ ખુની હુમલાઓની તીવ્ર નિંદા કરી છે. પરંતુ બાકીના સેંકડો મોલવી અને નેતાઓ એવા છે કે જેઓ આવી મનોવૃત્તિને ઉત્પન્ન કરે છે, તેમજ તેને વધારી રહ્યા છે.

આ ઘટનાઓની જવાબદારી મુસલમાનો ઉપર છે એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે ઘણા મુસલમાન નેતાઓને તે વાત સારી લાગતી નથી, અને હું પણ કબુલ કરૂં છું કે આ ઘટનાઓ માટે સઘળાજ મુસલમાનોને દોષિત માનવા એ મોટી ભૂલ છે, પરંતુ આ ઘટનાઓની પાછળ કોઈ કાવતરૂં છે કે કેમ તે કહેવું ભારે કઠણ છે. જ્યાં સુધી તેનો કોઈ નિશ્ચય ન થઈ જાય ત્યાં સુધી એમ નહિ કહી શકાય કે કોઈ કાવતરૂં છે જ, તેમજ મુસલમાનોથી એમ પણ નહિ કહી શકાય કે કોઈ કાવતરૂં નથી જ. છતાં એક વાત નિશ્ચિત રૂપથી કહી શકાય છે તે એજ કે અબ્દુલ રશીદ ખુદાબક્ષ અથવા અબ્દુલ અજીજ જેવા લોકોને પોતાની મેળેજ ખુન કરવાનો વિચાર આવી શકે નહિ, પરંતુ કોઈ લેખ અથવા ભાષણની તેને પ્રેરણા હોવીજ જોઈએ. એ ભાષણ કરનારા તથા લેખો લખનારા ખુલ્લી રીતે કહે છે કે મજહબી અપમાન કરનારને કતલ કરવો એ ધાર્મિક કામ છે. આવા લોકોજ દુર્ઘટનાઓના જવાબદાર છે.

વળી એમ પણ કહેવામાં આવે છે કે "હિન્દુ લોકો ઉશ્કેરણી કરે છે તેથીજ મુસલમાનો હુમલાઓ કરે છે, તેમાં મુસલમાનોનો શો દોષ? જુઓમાં મુસલમાનો હિન્દુઓ પર કોઈ આક્ષેપ નથી કરતા એટલે હિંદુઓ મુસલમાનો પર આવા હુમલા નથી કરતા."

આ ન્યાય પ્રમાણે તો સંસારભરના ખૂન ન્યાયોચિત ઠરી શકે છે. હું પૂછું છું કે આ ઘાતકોને કોણે ઉશ્કેરણી કરી? તેમણે તો મ. રાજપાલનું પુસ્તક વાંચ્યું પણ નહિ હોય, તો ઉશ્કેરણી ક્યાંથી થઇ? ખરી વાત તો એ છે કે તે ખુનીઓને ઉશ્કેરનારા પેલા કોહાટ ખિલાફતી મંત્રીના જેવાજ મુસ્લીમ નેતાઓ છે કે જેઓ અમુક માણસે અમુક કામ કર્યું માટે તેને ઠાર કરવો જોઇએ, એવી વાતનો પ્રચાર

કરી રહ્યા છે. અસ્તુ. હવે પ્રશ્ન એ છે કે આ વાતોને રોકવાનો શો ઉપાય છે ?

## શુદ્ધિ

કેટલાક મુસલમાનો જેવું કામ કરી રહ્યા છે તેવું જ કામ તેના ઉત્તર રૂપે હિંદુઓ તરફથી કરવામાં આવે તો આ દેશમાં ખુના-મરકીનું યુદ્ધ જ આરંભ થઈ જાય. માટે તેના ઉત્તરમાં તો ખરો ઉપાય એ હોવો જોઈએ કે આ દેશની સરકારેજ આવી વાતોને અટકાવવા દેવી જોઈએ. હિન્દુનેતાઓએ સરકારને આ સઘળી પરિસ્થિતિ રજુ કરી દેવી જોઈએ. સરકારનું હિત પણ તેમાંજ છે કે આ દેશમાં ધાર્મિક સ્વતંત્રતા સર્વને માટે કાયમ રહે. ન્યાય પણ એજ છે કે જો મુસલમાનો તથા ઈસાઈઓ હિંદુઓને પોતાના ધર્મમાં લઈ શકે છે, તો હિંદુઓ પણ બીજાઓને પોતાના ધર્મમાં લે તેમાં જરા પણ દુઃખ ન માનવું જોઇએ. મુસલમાનો કહે છે કે શુદ્ધિ એ નવું તુત છે, પરંતુ તેમણે યાદ રાખવું જોઈએ કે મુસલમાનોના આક્રમણ પહેલાં હિન્દુઓ વિદેશથી આવેલી જાતિયોને પોતાનામાં મિલાવી લેતા હતા, અને તેમના સંસ્કારો, આચારો અને વહેવારોમાં પરિવર્તન કરાવીને પોતાના જેવાજ બનાવી લેતા હતા. આ લોકો હિંદુજાતિનાજ બની જતા હતા અને તેઓ આ દેશને પોતાની માતૃ-ભૂમિ સમાન માનતા હતા. આનું નામ શુદ્ધિ છે. મુસલમાની હુમલા તથા રાજ્યકાલમાં હિન્દુઓ માટે શુદ્ધિ કરવાનો સંભવજ ન હતો, જે હિંદુઓ ઉઘાડે પગે અને હાથ જોડીને જજીયા વેરો ભરવા માટે સદા વ્યાકુળ રહેતા હતા, તેઓના માટે પોતાના ધર્મનું રક્ષણ કરવાનીજ વાત સર્વથી વધારે અગત્યની હતી. તેઓ બીચારા પોતાને સંભાળે કે બીજાને શુધ્ધ કરે. આવી પરિસ્થિતિમાં લાંબા સમય સુધી રહેવાથી હિંદુઓમાંથી શુધ્ધિની પ્રથા જતી રહી. અત્યારે અંગ્રેજ સરકારને તે માટે ધન્યવાદ ઘટે છે કે તેણે ફરીથી સર્વને ધાર્મિક સ્વતંત્રતા આપી જેથી સ્વામી દયાનંદે પુનઃ શુદ્ધિનો પ્રચાર કર્યો.

પરંતુ હિંદુ ભાઈઓ તે માનવાને ક્યાં તૈયાર હતા ? તેઓએ લાંબા કાળથી જે વસ્તુ જોઈ ન હતી, તેનો એકદમ શી રીતે સ્વીકાર

કરે? આ સમયે શુધ્ધિની પ્રેરણા કરનાર મલબારની ખુનામરકી છે, જેને હજારો હિન્દુ સ્ત્રી-પુરૂષોને બળાત્કારે મુસલમાન બનાવ્યા. આથી સમસ્ત હિંદુજાતિ ચોંકી ઉઠી. આ ભયંકર હત્યાકાંડથી પુરાણા વિચારના પંડિતો તથા સંન્યાશીઓ પણ વટલેલા ભાઇઓને પુનઃ સ્વધર્મમાં લેવાને માટે પોકારી ઉઠયા. મુસલમાનોએ સમજવું જોઈએ કે શુદ્ધિચક્ર ચલાવવા માટે સ્વામી શ્રદ્ધાનંદજીનો કાંઈ પણ વાંક નથી. કારણ કે જો મલબારના મોપલાઓએ હિન્દુઓ પર આવો ભયંકર અત્યાચાર ન કર્યો હોત તો આવી રીતે શુધ્ધિનું કોઈ હિન્દુ નામ પણ લેત નહિ. શુધ્ધિના જનક શ્રધ્ધાનંદ નહિ પણ મલબારના મોપલા છે.

પરંતુ હિન્દુઓના આ સામાન્ય ન્યાયાનુકુળ હકને કચડી નાંખવાનો યત્ન થઈ રહ્યો છે. અને સરકાર પણ આ હકની રક્ષા કરવા માટે બેદરકારી બતાવી રહી છે, તે જોઈને હિંદુઓ એવું માની રહ્યા છે કે સરકારને ખબરો આપવાવાળા પોલીસ અધિકારીઓ ઘણે ભાગે મુસલમાન જ છે. તેથી સરકારે આવા પ્રકારની નીતિ પકડી છે, એટલા માટે હિન્દુઓનું કર્તવ્ય છે કે તેઓ પણ પોતાના પક્ષને દરેક વખતે સ્પષ્ટ રૂપમાં સરકારની સામે રજુ કરે અને સરકારે પણ આવા નિડર હિંદુઓ દ્વારા મેળવેલા સાચા સમાચારોથી અપરિચીત ન રહેવું જોઈએ.

મુસલમાનો કહે છે કે આર્યસમાજ જ ઝગડાનું મૂળ છે. તેઓ આર્યસમાજને એક આડખીલી રૂપ સમજે છે. મુસલમાનોનાં દૃષ્ટિબિન્દુથી એક રીતે આ વાત સાચી પણ છે, કારણકે સમસ્ત હિંદુજાતિમાં માત્ર આર્યસમાજ જ એક એવી જીવતી જાગતી જ્યોતિ છે જે કેવળ પોતાની જ નહિ પણ સમસ્ત હિંદુજાતિની ચોકી કરે છે. તેનું મુખ્ય કર્તવ્ય સુતેલી હિંદુજાતિને જગાડવાનું છે. જો આર્યસમાજને દબાવી દેવામાં આવે, તો હિંદુજાતિનો કોળીઓ કરી જવામાટે તેઓને કોઈપણ અટકાવે નહિ. આર્યસમાજના ઉત્સાહ તથા શકિત જોઈને સ્વાભાવિક રીતેજ તેના શત્રુઓ વધી ગયા છે. એટલા માટે આપણે આર્યસમાજની શકિત કેવીરીતે વધે તેનો જ પ્રથમ વિચાર કરીએ.

આર્યસમાજના કાર્યક્ષેત્રના ત્રણ મુખ્ય અંગ છે, સર્વથી પ્રથમ આર્યસમાજમાં સાચી દેશ ભકિત દેખાય છે. દેશભકિત એટલે રાજ-

નીતિની નાનાં મોટી વાતોની નિરર્થક ચર્ચા કરવી એમ સમજવાનું નથી. આર્યસમાજની દેશભકિત તો વેદો, પ્રાચીન શાસ્ત્રો તથા સંસ્કૃત તેમજ આર્યભાષા પ્રત્યે અગાધ પ્રેમમાં રહેલી જોવામાં આવે છે. અમારી દ્દષ્ટિમાં વેદ ઈશ્વરીય જ્ઞાન છે. પરંતુ વેદનું જ્ઞાન સિધ્ધાંત રૂપમાં ત્યારેજ ગૌરવ સંપન્ન થએલું ગણાય. કે જ્યારે તેને માનનારો તથા તેની રક્ષા કરનારો કોઇ મનુષ્ય-સમુદાય હોય અતઃ આર્યસમાજ આ દેશના ઈતિહાસમાં જેટલા પ્રસિધ્ધ પુરૂષો છે, તેમના પ્રત્યે શ્રધ્ધા તથા ભકિતભાવથી જુએ છે. જેઓએ સમય સમય ઉપર વૈદિકધર્મ તથા વૈદિક સભ્યતાની રક્ષા માટે પોતાના પ્રાણ પણ ન્યોછાવર કરી દીધા છે. પોતાના ઈતિહાસમાં આવા મહાપુરૂષો પ્રત્યે પૂજ્યદ્દષ્ટિ રાખવામાંજ આર્યસમાજની દેશભકિત પ્રત્યક્ષ થાય છે. મારી મતિ પ્રમાણે આર્યસમાજની ભાવના એવા દેશભકતની આજ્ઞારૂપ બની શકિત નથી કે જેઓનામાં ઉપર્યુકત ભાવનાઓ ન હોય. અતઃ વેદપ્રચાર, સંસ્કૃતની રક્ષા. આર્યભાષાનો પ્રચાર દલિતોધ્ધાર વગેરે આર્યસમાજના સઘળાં કાર્યો દેશભકિતનાં જ મહાકાર્યો છે

આર્યસમાજના કાર્યક્ષેત્રનું બીજું અંગ તેના સિધ્ધાંત પ્રચારમાં દેખાય છે. જ્યાં જ્યાં આર્યસમાજને પોતાના સિધ્ધાંતોનો પ્રચાર કરવાની આવશ્યકતા પડી છે, ત્યાં ત્યાં નિઃસંદેહ તેણે અન્ય મત-મતાંતરોનાં જૂઠાનું ખંડન પણ કર્યું છે મહાત્મા ગાંધીજી આર્ય-સમાજની આવી નીતિથી અસંતુષ્ટ છે, અને તેનો વિરોધ પણ કરે છે. પરંતુ તેમના જેવી મનોજ્ઞાન વાળા પુરૂષો ભલે નિરોધ કરે, કારણ કે તેમની મનોવૃત્તિ પાછળ આવવાથી સંસારનું કાર્ય ચાલવાનું નથી.

સ્વામી શંકરાચાર્યજીએ પણ ખંડન મંડનનું કામ કર્યું છે જ્યારે મુસલમાનોએ હિંદુધર્મ ઉપર હુમલો કર્યો, ત્યારે કબીર જેવા સંત પુરૂષને પણ ખંડનકાર્ય કરવું પડયું હતુ. એજ રીતે વર્તમાન સમય માં મુસલમાનો તથા ઈસાઈઓએ હિંદુધર્મ ઉપર હુમલો કરવો એ સાધારણ વાત માની લીધી હતી. આથી ઋષિ દયાનંદે તેમને દેખાડી આપ્યું કે કાચના ઘરમાં બેસીને બીજાઓ ઉપર પથરા ન ફેંકો, સંસારમાં અસત્યનું ખંડન કરવામાં એટલું પુણ્ય છે કે જેટલું સત્યનો પ્રકાશ કરવામાં છે. એ ઠીક વાત છે કે બીજાનું ખંડન કરવું

એ હિંદુજાતિનો સ્વભાવ નથી. સહિષ્ણુતામાંજ તેણે પોતાનું ગૌરવ માનેલું છે, પરંતુ તે સાથે એમ પણ માનવું પડશે કે આ સહિષ્ણુતામાં તેની નિર્બળતા પણ છુપાઈ રહી છે મુસલમાનો ૬૦૦ વર્ષ સુધી હિંદુઓને વટલાવતા રહ્યા, અને આજે ખ્રીસ્તિ બનાવી રહ્યા છે આવી સ્થિતિમાં આંખો બંધ કરીને બેસી રહેવું એ શું વખાણવા યોગ્ય ગણાય? આ તો સહિષ્ણુતાનો નર્યો દુરૂપયોગજ ગણાય એમ હુ તો માનું છું. પરંતુ અત્રે મારે એજ કહેવાનું છે કે આર્યસમાજે પોતાની સમસ્ત શક્તિ તથા સમય સામાજીક ક્રાન્તિના આવશ્યક સિધ્ધાંતો પાછળ ખરચી નાંખ્યા છે. અને તેથી તેણે જે ક્ષેત્રમાં ધ્યાન આપ્યું, ને ક્ષેત્રને બે ડગલાં આગળ જ ધપાવ્યું છે.

## સામાજીક ક્રાન્તિની આવશ્યકતા

આર્યસમાજના કાર્યક્ષેત્રનું બીજુ અંગ સમાજ સુધારો છે, સિદ્ધાંતોદ્વારા નિઃસંદેશ ધર્મપ્રચાર થાય છે, પરંતુ ધર્મપ્રચારનું સર્વથી મોટું સાધન સમાજમાં નવીન જીવન ઉત્પન્ન કરવું એ છે. અત્યાર સુધી એમ સિદ્ધાંતોનો પ્રચાર તો કર્યો, પરંતુ નવું સામાજીક જીવન પેદા કરવામાં અસમર્થ રહ્યા છીએ. જરા ધ્યાનથી તપાસશો તો સામાજીક દ્રષ્ટિથી આર્યસમાજના સભ્યો પુરાણા હિંદુસમાજથી વધીને કોઈ અધિક વિશેષતા ધરાવતા નથી.

હુ માનું છું કે એક બેવાર સમાજમાં સામાજીક પરિવર્તન કરવાનો પ્રયત્ન થયો છે, પરંતુ તેમાં સફળતા મળી નથી. આનું મુખ્ય કારણ એ છે કે સમાજના નેતાઓ તથા જુના સભ્યોનાં સંતાનો પ્રાયઃ આર્યસમાજી બન્યાં નથી. જે સંસ્થાને પોતાના સંતાનોમાં ધર્મપ્રચાર માટે પ્રયત્ન કરવો પડે, તેનો ધર્મ બીજાઓમાં કેવી રીતે પ્રવેશ કરી શકે? એક બીજી વાત પણ જુઓ કોઈ માણસ આજ મુસલમાન થાય છે કે તરતજ તેનામાં એક પ્રકારનું પરિવર્તન થઈ જાય છે. તે મુસલમાન સમાજના એક અંગરૂપ બની જાય છે; એટલુંજ નહિ પણ તેમાં મુસલમાન સમાજનો ઉત્સાહ તથા જોશ પેદા થઇ જાય છે, પરંતુ આર્યસમાજમાં દાખલ થનારમાં એવું કશું થતું નથી. જો આર્યસમાજમાં પોતાનું સામાજીક જીવન હોત, તેમજ હિંદુસમાજના સામાજીક બંધનોથી તે બનીને સામાજીક એકતા તથા ભ્રાતૃભાવનો પ્રચાર કર્યો હોત તો હું કહી શકું છું કે અમારા કરોડો દલિત

ભાઇઓનાં હૃદય તથા તેમની સહાનુભૂતિ આર્યસમાજ પ્રત્યે ઘણીજ હોત. આર્યસમાજે આરંભથીજ દલિતોધ્ધાર, શુધ્ધિ, ગુણકર્માનુસાર વર્ણવ્યવસ્થા આદિનો પ્રચાર કરીને સમાજની જે રચના કરી તે આર્યસમાજ માટે બહું જ બળવાન સિધ્ધ થઇ છે. સ્વ. સ્વામી શ્રધા-નંદજીએ વૈદિક સિધ્ધાંત ઉપર વિશ્વાસ રાખીને જાતિબંધન તોડી નાખ્યું પરંતુ આ વાતને વીષે પચીસ વર્ષ વીતી ગયાં છતાં આર્યસમાજમાં તેમનું અનુકરણ કોઈએ ન કર્યું. તેના સભાસદો નાત-જાતના ગુલામ તથા પુરાણી રૂઢિયોમાં ફસેલાજ રહ્યા છે. તેઓ કોઈ જાતનું નવીન સામાજીક જીવન પેદા કરી શકતા નથી. પરિણામે આપણા દલિતોધ્ધાર અને શુદ્ધિનાં કાર્યમાં સફળ થતાં નથી.

આ દલિતોધ્ધાર શું છે? આપણે શુધ્ધ કરેલા લોકોને એક નવું દળ બનાવી દીધું છે. આ સિવાય આર્યસમાજમાં તેના માટે કોઈ જગા નથી. હિંદુસમાજમાં તો કશાની પણ આશા કયાંથી હોય? આપણે શુધ્ધિનોજ વિચાર કરીએ. મારી સામે અનેક એવા ઉદાહરણો છે, કે અનેક મુસલમાન અથવા ઈસાઇ શુધ્ધ થઈને આર્યસમાજમાં આવ્યા અને વળી પાછા નીકળી ગયા, કારણ કે હિન્દુ સમાજમાં બીજાઓને પોતાની અંદર પચાવી જવાની શકિતજ રહી નથી. શું આ દુઃખની વાત નથી કે જે થોડા ઘણા વિધર્મીઓ આર્યસમાજમાં દાખલ થાય છે તેઓ આપણી અંદર આવ્યા પછી પણ વિદેશી તત્વજેવા રહે? આનું કારણ એ છે કે આર્યસમાજીઓનો સઘળો સામાજીક સંબંધ પોતાની નાત જાત સાથે હોય છે અને નાત-જાત વાળા બીજા કોઈને પોતાનામાં ભેળવવા તૈયાર હોતા નથી. એટલે આપણું શુધ્ધિનું કાર્ય કેવળ એક સિધ્ધાંતનો પ્રચારજ કરી શકે છે. વ્યવહારમાં તો શુંન્ય?

આ શિથિલતાનું કારણ મને એ જણાય છે કે આપણામાંના ઘણા ને એવો ભય લાગે છે, કે કદાચ અમે હિન્દુઓથી અલગ પડીને કોઇ નવીજ જાતિ બની જઇશું. પરંતું આ ભય મને કેવળ કાલ્પનીકજ દેખાય છે કારણકે જાતિય દ્રષ્ટિથી આપણે હિંદુ હોવું યા ન હોવું તે આપણાજ હાથમાં છે, જયાં સુધી આપણે પોતાને હિંદુ કહેવરા-વીશું અને સમજીશું ત્યાં સુધી આપણને હિન્દુઓમાંથી કોઈ બહાર કાઢી શકનાર નથી, આપણી સામે શિખોનો દાખલો મોજુદ છે, તેઓ પોતાને હિન્દુ કહેવરાવવાનું પસંદ કરતાં નથી, છતાં હિન્દુઓ

તેઓને પોતાની સાથે રાખવાને માટે હિંદુજ કહે છે, સામાજીક દ્રષ્ટિથી હિન્દુ સમાજની અંદર રહીને આર્યસમાજે સઘળી ઉન્નતિને રોકી દીધી છે. આર્યસમાજ બીજાઓને શુધ્ધ કરીને તેમની સાથે રોટી બેટી વ્યવહાર કરી શકતી નથી. તેમજ કરોડો દલિત ભાઈઓને પણ પોતાની અંદર સમાજ અધિકાર આપી શકતી નથી, જે દલિતોધ્ધાર તથા શુધ્ધિનો આર્યસમાજ પચાસ વર્ષથી પોકાર કરતી રહી છે, તે આજે હિન્દુસભા તેમજ અનેક વિચારના હિન્દુઓએ પણ સ્વીકારી લીધો છે. પરંતુ જે કારણથી આર્યસમાજને સફળતા મળી નથી, તેજ કારણથી હિંદુ સભાને પણ સફળતા મળવાની આશા નથી. જ્યાં સુધી હિંદુ સમાજ સાત હજારથી પણ અધિક નાત જાતિયોમાં વહેંચાયેલો છે, ત્યાં સુધી દલિત ભાઈઓની ઉન્નતિ થવી અશક્ય છે. તેમજ શુધ્ધ થનારાઓ માટે પણ શાન્તિનું સ્થાન મળવાનું નથી, આ નાત જાતનો સંબંધ જન્મથી છે, અને તેની સંખ્યા અગણિત છે. પરંતુ વર્ણ કેવળ ચાર છે, અને તેનો આધાર ગુણ કર્મ સ્વભાવ ઉપર છે.

જો શુધ્ધિ અને દલિતોધ્ધાર આપણા ધર્મની ઉન્નતિનું મૂળ છે. એમ તમે માનતા હો, અને તેનાથી આપણું જીવન છે, તેમજ તે વિના આપણું મૃત્યુ છે, એવી જો તમને ખાત્રી થઇ હોય, તો હું નિવેદન કરૂં છું કે તેમાં સફળતા પ્રાપ્ત કરવા માટે અવશ્ય ક્રાન્તિ કરવી જોઈશે, કે જેથી આપણે આપણા પુરાણા સંબંધે જોડીને આર્ય સમાજનો પાયો સમાનતા તથા ભ્રાતૃભાવ— ઉપર રાખી શકીશું.

## આર્યસમાજની આશા

હું હમણાંજ પૂર્વ બંગાળા, આસામ, તથા બ્રહ્મદેશમાં એવું જોઈને આવ્યો છું કે ત્યાંના સર્વ લોકોની આંખો આર્યસમાજ તરફ લાગી રહી છે. કેટલાક જાણીતા બંગાળી મહાશયે મને એવું પણ કહ્યું કે આર્ય સમાજજ એક એવી શકિત છે કે જે નવું સામાજીક જીવન પેદા કરીને આ જાતિનું રક્ષણ કરી શકશે. આર્યસમાજજ દલીતોધ્ધાર તથા શુધ્ધિને સફળ બનાવી શકશે. હિન્દુ જાતિની આશા કેવળ આર્યસમાજજ પૂર્ણ કરી શકશે.

મેં ઉત્તરમાં જણાવ્યું કે મારા સમજવા પ્રમાણે તો આર્ય સમાજ એક મહાન ક્રાન્તિ દ્વારા તે કરી શકશે. પરંતુ તેનું મહત્વ અમારે સારી રીતે સમજવું જોઈએ. ગત્ પચાસ વર્ષ આવા વિચારોના પ્રચાર માટે પાંગળાનો ટેકા સમાન હતો. આથી આપણે સઘળી શક્તિ તથા દ્રવ્ય આ સંસ્થાઓની પાછળ વળગાડી દીધું અને એવી આશા રાખી આ સંસ્થાઓ વડે આપો આપ આ સુધારા થઈ જશે, પરંતુ યાદ રાખવું જોઈએ કે જ્યાં સુધી આપણા હૃદયમાં પ્રચારનો જોશ ભરેલો નથી ત્યાં સુધી કોઇ પણ સંસ્થા પ્રચારનું સાધન બની શકનાર નથી.

આ વિષયમાં આપણા મુસલમાન ભાઈઓનો દા ખરો લેવા જોગ છે, તેઓનાં પુરૂષ—સ્ત્રી—બાળક—બાળીકા વગેરે પ્રત્યેક વ્યક્તિ પ્રચારનું કામ કરે છે. એટલે સુધી કે વેશ્યાઓ સુધ્ધાં પોતાની સાથે સંબંધ રાખવામાં હિંદુઓને ઇસ્લામ ધર્મમાં મેળવી લેવાનો પ્રયત્ન કરે છે, મારા માનવા પ્રમાણે તો અત્યારે સર્વે કાર્યો ગૌણ બનાવી દઈને પ્રત્યેક આર્યસમાજને પ્રચાર કાર્યમાં લગાડી દેવા જોઈએ. આપણો ધર્મપ્રેમ પ્રતિવ્રતા સ્ત્રી જેવો હોવો જોઈએ, કે જે ઘરનાં સઘળાં કામકાજમાં લાગી રહેવા છતાં તેનું ચિત સદા પતિમાંજ મગ્ન રહે છે. આપણે પણ એવીજ રીતે નોકરી વેપાર વગેરે કાર્યો યથાવત્ કરતા રહીએ, પરંતુ આપનું મન તો ધર્મપ્રચારમાંજ લાગેલું રહેવું જોઈએ. આ સમય આર્યસમાજ માટે ભારે વીકટ છે, અત્યારે આપણે જીવન અને મૃત્યુ વચ્ચે ઉભા છીએ. આપણામાંથી કોઈ ધર્મ માટે આગળ પગલું ભરે છે તો તેને ખતમ કરવા માટે પિસ્તોલ અને છરીઓ તૈયાર થાય છે, શું આર્યસમાજની અત્યારે કઠીન પરિક્ષા નથી થઈ રહી પરંતુ તે ભલે થઈ રહી. પ્રત્યેક નવી સંસ્થા કે પ્રત્યેક નવી ચળવળ માટે હમેશાં આરંભમાં આવી પરિક્ષાઓજ આપવી પડે છે આ પરિક્ષા આર્યસમાજીઓના આત્મિક બળનીજ છે, એટલા માટે દરેક આર્યોએ પોતાને માટે એવું સમજી લેવું, કે પોતે અર્જુનની પેઠે કુરૂક્ષેત્રના મેદાનમાં ઉભો છે અને શ્રીકૃષ્ણ ભગવાન ગીતાનું એકવાર ધ્યાન ધરીને આ વાતનો ઉતર આપો કે ધર્મની ઉપર સ્વાહા થઇ જવા માટે તમે તૈયાર છો કે નહિ. જો આનો ઉત્તર હા હોય તો યાદ રાખજો કે તમારે એક એક પિસ્તોલ અને એક એક છુરાની સામે સો સો આર્યોએ છાતી ઉપાડી મૂકીને ખડા રહેવું પડશે.

# પ્રતિનિધિ સભાના કાર્યાલયમાંથી

નીચે પ્રમાણેના

## નવાં તથા વ્હેંચવા યોગ્ય ટ્રેકટો મળશે.

| | નંગની કીંમત | ૧૦૦ ની કીંમત |
|---|---|---|
| ૧ સંધ્યા | ૦–૦–૬ | ૨–૮–૦ |
| ૨ અગ્નિહોત્ર | ૦–૧–૦ | ૫–૦–૦ |
| ૩ વિવાહ પ્રતિજ્ઞાના મંત્રો | ૦–૧–૦ | ૫–૦–૦ |
| ૪ રામાયણ રહસ્ય | ૦–૦–૬ | ૨–૮–૦ |
| ૫ પુરૂષ સૂક્ત (યજુર્વેદ ૩૧ અધ્યાય) | ૦–૨–૦ | ૧૦–૦–૦ |
| ૬ વૈદિક ધર્મના પ્રમાણ અને અપ્રમાણ ગ્રંથો | ૦–૨–૦ | ૧૦–૦–૦ |
| ૮ આર્યસમાજ અને રાષ્ટ્રીય મહાસભા | ૦–૩–૦ | ૧૫–૦ |

૯ આસન અને આરોગ્ય

( પાકું પુઠું ) ૧— ૦—૦

( કાચું પુઠું ) ૦—૧૨—૦

૧૦ સૂર્યભેદન વ્યાયામ —૦ ૧—૦

૧૧ સંગીતમણી ૦— ૩—૦

૧૨ સુબોધ સંગીતાવલી ૦— ૩ ૦

સૂચન :—ઉપરના પુસ્તકોની છુટક નકલ મગાવનારે પોસ્ટની ટીકીટો મોકલી આપવી. કારણ કે વી. પી. થી મંગાવનારને મૂળ કીંમત ઉપરાંત ચાર આનાનો વધુ ખર્ચ લાગશે.

લખો:—

આર્ય પ્રતિનિધિ સભા કાર્યાલય

સ્ટેશનરોડ આણંદ.